॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

Email : office@sanatandharmpatrika.com | Web : www.sanatandharmpatrika.com

● સં. ૨૦૭૬ ● ભાદરવા વદ-૩ ● તા. ૦૫-૦૯-૨૦૨૦ ● શનિવાર SDP NO: 140 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, હરદા ખાતે કરવામાં આવ્યું રાહત સામગ્રીનું વિતરણ



સ્થાનિક સમાજના આદરણીય ઉપપ્રમુખશ્રી શિવદાસભાઈ પટેલ, માનનીય મહામંત્રીશ્રી રવિલાલભાઈ પટેલ, માનદ્ મંત્રીશ્રી નટવરભાઈ પટેલ, સાંસ્કૃતિક મંત્રીશ્રી વિનસભાઈ પટેલ તથા કારોબારી સભ્યશ્રી રતનસીભાઈ પટેલ અને પાટીદાર ભવન (સમાજ વાડી)ના સહ સંચાલકશ્રી રવજીભાઈ પટેલ ની સાથે સ્થાનિક સમાજજનોની ઉપસ્થિતિમાં મધ્યપ્રદેશના

કૃષિમંત્રી અને વિધાયકશ્રી કમલભાઈ પટેલના વરદ્ હસ્તે પૂરપીડિતોને અનાજ અને રાહત સામગ્રી-કીટ વિગેરેનું વિતરણ કરવામાં આવ્યું હતું.

## શ્રી અ.ભા.ક.ક.પા.સમાજ, અમદાવાદ ઝોન ની વાર્ષિક સભા મુલતવી રખાઈ

અમદાવાદ ઝોન ના હોદ્દેદારશ્રીઓ, કારોબારી સમિતીના સભ્યશ્રીઓ, ઝોનની ઘટક સમાજના પ્રમુખશ્રીઓ, મહામંત્રીશ્રીઓ સર્વેને જાણ કરતા પત્રમાં ઝોન મહામંત્રી શ્રી મગનભાઈ આર. પટેલ એ દર વર્ષે યોજાતી ઝોન ની વાર્ષિક સામાન્ય સભા Covid 19 ની સાર્વત્રિક આપદા ને લઈ યોજાઈ શકે તેમ નથી તેવી જાણ કરેલ હતી.

સરકાર શ્રીના આદેશ અને આપણી કેન્દ્રીય સમાજની સલાહ સૂચન પર ઝોનના હોદ્દેદારો સાથે ચર્ચા વિચારણાના અંતે આ નિર્ણય ઝોન પ્રમુખ શ્રી જયંતીભાઈ પી. પટેલ દ્વારા લેવાયો હતો કે આ વર્ષની વાર્ષિક સામાન્ય સભા અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવી.

સંજોગો અનૂકુળ થયે સામાન્ય સભા યોજવાની મંજૂરી મલશે ત્યારે નવા પરિપત્ર દ્વારા ઝોન સમાજ માં સૌને જાણ કરવામાં આવશે.



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



૦૫-૦૯-૨૦

HAPPY BIRTHDAY

### શ્રી ભગવાનદાસ પરબત પોકાર

સિકન્દ્રબાદ - 'એક કર્મઠ લીડર'

TAP (Conv. Yuva Utkarsh) 98661 18184.

જન્મ દિવસ નિમિત્તે સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા.૦૩.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૯૬:**

એક દરિદ્ર બ્રાહ્મણ, ઉલ્કામુખ રાજા, શેઠ વાણિયો, કલાવતી, લીલાવતી, રાજા ચંદ્રકેતું... આ વગેરે પાત્રો કોની કથા માં સાંભળવા મળે છે...??

સાચો જવાબ : ભગવાન સત્યનારાયણ ની કથામાં

સાચો જવાબ આપનાર વિજેતા : જયંતીભાઈ છાભૈયાં - મોટી વિરાણી 9428658947.

**ગઈકાલ તા.૦૪.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૯૭:**

બેંકિંગ - વ્યવહાર માટેનું એક ઉપકરણ, જે લોકોની સુવિધા માટે જાહેર માર્ગો પર મુકાય છે, જે ઓટોમેટિક બેંકિંગ મશીન, કેશ પોઈન્ટ તરીકે ઓળખાય છે તે ATM નું ફૂલ ફોર્મ શું છે...??

**આજના પ્રશ્ન નંબર ૯૮ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઇનામ ... આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## દક્ષિણ કર્ણાટક ઝોન સમાજમાં લેવાયેલા મહત્ત્વના નિર્ણયો...

વર્તમાન સમયમાં કોરોના મહામારીના કારણે ઠેર ઠેર વિષમ પરિસ્થિતિ નિર્માણ થયેલ છે. જેમાં સામાજિક અને ધાર્મિક કાર્યક્રમોનાં આયોજન સ્થગિત કરવામાં આવેલ છે.

દક્ષિણ કર્ણાટક ઝોન સમાજના પ્રમુખશ્રી ચીમનભાઈ લીંબાણી અને મહામંત્રીશ્રી વસંતભાઈ ગોરાણીની યાદીમાં જણાવ્યાનુસાર આ વર્ષે કોરોના મહામારીના કારણે મહત્ત્વના સામાજિક કાર્યક્રમોનું આયોજન થઈ શકે તેમ ન હોવાથી, આગળની કાર્યવાહી હાથ ધરવા માટે ઘટક સમાજો તથા હોદ્દેદારો તેમજ સલાહકાર સમિતિના સુઝાવો/સૂચનો વ્હોટ્સએપ મારફત મંગાવવામાં આવેલ. ત્યારબાદ આવેલ સુઝાવો/સૂચનોના સંદર્ભમાં ઝોનના હોદ્દેદારો અને સલાહકારોના વિચાર વિમર્શ બાદ લેવાયેલ મહત્ત્વપૂર્ણ નિર્ણય મુજબ આ વર્ષની સામાન્ય સભા તથા સરસ્વતી સન્માન અને શિક્ષણ સેમિનાર જેવા તમામ કાર્યક્રમો સ્થગિત કરવા, તેમજ વર્તમાન કારોબારીના કાર્યકાળને એક વર્ષ માટે લંબાવવાનું સર્વાનુમતે નક્કી કરવામાં આવેલ છે.

**પ્રમુખશ્રી ચીમનભાઈ લીંબાણી**
**મહામંત્રીશ્રી વસંતભાઈ ગોરાણી**
**દક્ષિણ કર્ણાટક ઝોન સમાજ**

## સત્ય દર્શન

- અમૃત નાયાણી - બેંગલોર

આમ તો આ વાર્તા જાણીતી છે, પરંતુ સત્યથી વેગળી નથી અને સદાય ચિરંજીવ રહે તેવું તત્વ આ વાર્તામાં છે.

એક વખત શ્વાન અને ગર્દભ વચ્ચે શરત લાગી, કે દોડીને જે સતાના સિંહાસન પહેલા બેસશે એ રાજસત્તા સંભાળશે..

દોડવાની રેસ ચાલુ થઈ શ્વાન બહુ ખુશ હતો એણે મનમાં વિચાર્યું, કે હું ગર્દભ થી વધારે ઝડપી દોડી શકું છું, એટલે આ રેસ તો હું જ જીતીશ. અને સિંહાસન તો આપણું જ.

બન્ને એ દોડવા નું ચાલુ કર્યું.., પણ શ્વાન ને ક્યાં ખબર હતી કે એના જ ભાઈ ભાંડુઓ ગલી - મોહલ્લાના ચોક પર હશે, જે તેને આગળ નહીં જવા દે... અને આવું જ થયું, જે ગલીના ચોક ઉપર થી તે પસાર થાય ત્યાંની સ્થાનિક શ્વાન મંડળી તેની સામે ભસવા લાગે અને જાનલેવા હુમલો કરે..

આમ આ શ્વાન મહારાજ પોતાના જ જાત ભાઈઓ સામે લડી લડી ને , લોહીલુહાણ થઈ ને જેમ તેમ કરી નિર્ધારિત સિંહાસન સુધી પહોંચી તો ગયા, પણ ત્યાં જઈને જુએ છે તો ગર્દભ સતાના સિંહાસન પર બેસીને રાજ કરી રહ્યો છે...

આ જોઈને હતાશ અને જખ્મી શ્વાન નાં મુખે થી શબ્દો સરે છે કે "કાશ મારા જ ભાઈ ભાંડું ઓ મને સમજી શક્યા હોત તો, આપણું જ રાજ હોત.

રાષ્ટ્ર અને સમાજ સમૂહમાં પણ આવી ઘટનાઓ બનતી જ રહે છે. પોતાના નજીવા સ્વાર્થ ખાતર લોકો એક બીજાના પગ ખેંચતા રહે છે.. જેથી ધાર્યું પરિણામ નથી મેળવી શકાતું. માત્ર નિસાસા કરતાં રહેવા શિવાય કઈ રહેતું નથી.

સમાજ સમૂહમાં લોકોના પગ નહીં પણ હાથ પકડો તો કયારેય બીજા ના પગ પકડી ને માથું જુકાવા ની જરૂર નહીં પડે.



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



૦૫-૦૯-૨૦

HAPPY BIRTHDAY

### શ્રી પુરૂષોત્તમભાઈ કાંતિભાઈ વાલાણી

કપડવંજ - SPR (Council Secretary) 98259 31083

સનાતન ધર્મ પત્રિકાના સક્રિય સભ્ય અને દરરોજના વીડિયો ક્લિપ સમાચાર મોકલનાર એક કર્મઠ લીડર

જન્મ દિવસ નિમિત્તે સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ

## અવસાન નોંધ

તારીખ : ૦૪/૦૮/૨૦

સ્વ. કૈલાશબેન અરવિંદ સુરાણી
ઉંમર : ૫૩ વર્ષ
કચ્છ : વિથોણ
હાલે : વેજપુર-વડોદરા

સ્વ. લધારામ પ્રેમજી ભાવાણી
ઉંમર : ૮૬ વર્ષ
કચ્છ : રસલીયા
હાલે : ધારવાડ

